**કિતાબનું નામ** : **દુઆએ કુમૈલ - જુમૂએ રાતના આમાલ**

**અનુવાદ** : અલ્હાજ પીર સૈયદ મોહંમદ મુજાહિદહુસૈન જાફ્રી (મદ્દેઝિલ્લહુલ આલી)

**સહાયક** : મોલ્વી હાસમભાઈ ગાંધી (કેસીમ્પા)
મોમિન કાસમભાઈ વિજાપુરા (મહેરપુરા)
મોલ્વી કમ્બરઅલી દાવડા (કાટવાડ)
મોલ્વી મંઝૂરઅલી માણસીયા (સુરપુર)
મોલ્વી નજરમોહંમદ નાગલપરા (રસૂલપુર)
મોલ્વી હસનઅલી મોમિન (કઠોર)
મોલ્વી સાદિકઅલી નાંદોલીયા (ડીંડરોલ)
મોમિન મોહસિનઅલી કોજર (જાફરીપુરા)

**પ્રકાશક** : મક્તબા જાફરીયા નોલેજ એન્ડ રિસર્ચ અકેડમી, સેદ્રાણા

**પ્રથમ આવૃત્તિ** : જૂન, 2015, હિજરી સન - 1436

**પ્રત** : 5000

**મુખપૃષ્ઠ સજાવટ** : મોમિન શબ્બીરઅલી જી. રેવાસીયા (જેઠીપુરા)

**ડિઝાઈન** : મોમિના સકીનાફાતેમા એ. શેલિયા (હૈદરપુરા)
મોમિના અઝમતફાતેમા એચ. નાંદોલીયા (હૈદરપુરા)

**મુદ્રણ સ્થાન** : મોઝેક આર્ટ્સ, અમદાવાદ, મો. 9909906189

## રંગોની મદદથી જાહેર કરેલા તજ્વીદના નિયમો

- ઈખ્ફા : નીચે આપવામાં આવેલા હુરૂફમાંથી કોઈ હર્ફ નૂન સાકિન (نْ) અથવા તન્વીન ( ـً ـٍ ـٌ )ના પછી આવે તો તેને હલકા ગુન્નાની સાથે બે હરકા જેટલો લંબાવીને પઢવામાં આવશે.

  ت ث ج د ذ ز س ش ص ض ط ظ ف ق ك

- ગુન્ના : ગુન્નામાં અવાજ નાકમાંથી નીકળે છે, અને નૂન તશ્દીદ (نّ) અને મીમ તશ્દીદ (مّ) પર બે હરકા જેટલો લંબાવીને પઢવામાં આવશે.

- ઈખ્ફા મીમ સાકિન : જ્યારે મીમ સાકિન (مْ) પછી હર્ફ બે (ب) આવે તો તેને નાકમાં બે હરકા જેટલો લંબાવીને હલકા અવાજની સાથે અદા કરવામાં આવશે.

- ઈદ્ગામ : જો નૂન સાકિન (نْ) અથવા તન્વીન ( ـً ـٍ ـٌ )ના પછી (ی – م – ن – و)માંથી કોઈ હર્ફ આવે તો તે હર્ફની સાથે મિલાવી દેવામાં આવશે, અને ગુન્નાની સાથે બે હરકા જેટલો લંબાવીને પઢવામાં આવશે.

- કલ્કલા : કલ્કલાના પાંચ હુરૂફ 'ق – ط – ب – ج – د' છે. જ્યારે કોઈ શબ્દમાં આ હુરૂફમાંથી કોઈ હર્ફ પર સાકિન હોય, અથવા

તેમાંથી કોઈ પણ વાક્યના અંતમાં વક્ફ઼ પર અટકવાનું હોય તો તેની અદાયગીના સમયે એવો લાગવો જોઈએ કે જેવી રીતે ગુંજતા અવાજમાં ઝટકાની સાથે પઢવામાં આવી રહ્યો હોય.

- કલ્બ : જો નૂન સાકિન (نْ) અથવા તન્વીન ( ــًــٍــٌ )ના પછી બે (بِ) આવે તો નૂન સાકિન અને તન્વીનને મીમમાં ભેળવી દેવામાં આવશે, અને તેને ગુન્નાની સાથે બે હરકા જેટલો લંબાવીને પઢવામાં આવશે.

- ઈદ્‌ગામ મીમ સાકિન : જો મીમ સાકિન (مْ) પછી બીજો તશ્દીદવાળો મીમ (مّ) આવે તો બન્નેને આપસમાં ભેગા કરીને ગુન્નાની સાથે બે હરકા જેટલો લંબાવીને પઢવામાં આવશે.



## દુઆએ કુમૈલની ફઝીલત

કિતાબ ઈકબાલમાં સૈયદ ઈબ્ને તાઉસ (રહે.)એ રિવાયત કરી છે કે, એક વખત મસ્જિદે બસરામાં કે જ્યારે શાબાન મહિનો અડધો થયેલો હતો, જનાબે અમીરુલ મોમિનીન (અ.) તશરીફ લાવેલા હતા, ત્યારે કુમૈલ ઈબ્ને ઝિયાદે પોતાના મૌલાને અરજ કરી કે, મને દુઆએ ખિઝર (અ.)ની તાલીમ ફરમાવો. હઝરતે ફરમાવ્યું કે, “જે માણસ અડધા શાબાન મહિનાની રાત્રે (શબે બરાઅતે) જાગરણ કરે, અને આ દુઆને પઢ્યા પછી પોતાના મતલબની હક તઆલા સમક્ષ અરજ કરે, તો તેની હાજત પૂરી થશે. અય કુમૈલ ! તું આ દુઆને મોઢે કરી લે, અને દર જુમ્આની રાત્રે પઢ્યા કર, અને જો દર જુમ્આએ પઢી ન શકે તો મહિનામાં એક વખત પઢ, અને જો એ પણ શક્ય ન હોય તો વર્ષમાં એક વખત પઢ, અને જો એ પણ બની ન શકે તો પોતાની ઉંમરમાં એક વખત પઢીશ તો આ દુઆથી દુશ્મનના ત્રાસથી સુરક્ષિત રહીશ, અને તારી રોજીમાં બરકત થશે, અને તારા બધા સગીરા-કબીરા ગુના હક તઆલા આ દુઆની બરકતથી બક્ષી દેશે, અને દીન અને દુનિયાની બધી હાજતો પૂરી થશે, અને દુનિયામાં પ્રિય અને પ્રતિષ્ઠિત રહીશ, અને જન્નતમાં ઉચ્ચ દરજ્જો મેળવીશ. અને જો કોઈ માણસ દરેક વાજિબ નમાઝ પછી આ દુઆ પઢશે તો તેની હાજતો પૂરી થવાનું કારણ બનશે, કેમ કે આ દુઆ ખૂબ જ અજમાવેલી છે.”




| | |
|---|---|
| اَللّٰهُمَّ اِنِّیۤ اَسْئَلُكَ بِرَحْمَتِكَ الَّتِیْ وَسِعَتْ كُلَّ شَیْءٍ | યા અલ્લાહ ! હું તારી પાસે સવાલ કરું છું તારી એ રહેમતનો વાસ્તો આપીને કે જે દરેક વસ્તુ પર છવાયેલી છે, |
| وَبِقُوَّتِكَ الَّتِیْ قَهَرْتَ بِهَا كُلَّ شَیْءٍ | અને તારી એ કુવ્વતનો વાસ્તો આપીને કે જેનાથી તેં દરેક વસ્તુને પોતાને આધીન બનાવી દીધી છે, |
| وَخَضَعَ لَهَا كُلُّ شَیْءٍ | અને જેને બધી વસ્તુઓ ઝુકેલી છે, |
| وَذَلَّ لَهَا كُلُّ شَیْءٍ | અને જેની સામે બધી વસ્તુઓ તુચ્છ છે. |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَبِجَبَرُوْتِكَ الَّتِيْ غَلَبْتَ بِهَا كُلَّ شَيْءٍ | અને તારા એ જબરૂતનો વાસ્તો આપીને કે જેના વડે તેં બધી વસ્તુઓ ઉપર વર્ચસ્વ મેળવી લીધું છે, |
| وَبِعِزَّتِكَ الَّتِيْ لَا يَقُوْمُ لَهَا شَيْءٌ | અને તારી એ ઈજ્જતનો વાસ્તો આપીને કે જેની સામે કોઈ વસ્તુ ઊભી રહી શકતી નથી, |
| وَبِعَظَمَتِكَ الَّتِيْ مَلَأَتْ كُلَّ شَيْءٍ | અને તારી એ અઝમતનો વાસ્તો આપીને કે જેણે દરેક વસ્તુને ભરી દીધી છે, |
| وَبِسُلْطَانِكَ الَّذِيْ عَلَا كُلَّ شَيْءٍ | અને તારી એ સત્તાનો વાસ્તો આપીને કે જે દરેક વસ્તુથી બુલંદ છે, |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَبِوَجْهِكَ الْبَاقِيْ بَعْدَ فَنَآءِ كُلِّ شَيْءٍ | અને તારી એ પાક ઝાતનો વાસ્તો આપીને કે જે દરેક વસ્તુની ફના પછી બાકી રહેનારી છે, |
| وَبِأَسْمَآئِكَ الَّتِيْ مَلَأَتْ أَرْكَانَ كُلِّ شَيْءٍ | અને તારાં એ નામોનો વાસ્તો આપીને કે જેમણે દરેક વસ્તુના પાયાને ભરી દીધા છે, |
| وَبِعِلْمِكَ الَّذِيْٓ أَحَاطَ بِكُلِّ شَيْءٍ | અને તારા એ ઇલ્મનો વાસ્તો આપીને કે જેણે દરેક વસ્તુને ઘેરી લીધેલ છે, |
| وَبِنُوْرِ وَجْهِكَ الَّذِيْٓ أَضَآءَ لَهٗ كُلُّ شَيْءٍ | અને તારી એ પાક ઝાતના નૂરનો વાસ્તો આપીને કે દરેક વસ્તુ જેના કારણે પ્રકાશમાન છે, |

● ઇખ્ફા ● ગુન્ના ● ઇખ્ફા મીમ સાકિન ● ઇદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઇદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| يَا نُوْرُ، يَا قُدُّوْسُ | અય નૂર ! અય દરેક એબથી પાકો પાકીઝા ! |
| يَآ اَوَّلَ الْاَوَّلِيْنَ | અય અવ્વલોમાં સૌથી અવ્વલ ! |
| وَيَآ اٰخِرَ الْاٰخِرِيْنَ | અને અય આખરોમાં સૌથી આખર ! |

---

| | |
|---|---|
| اَللّٰهُمَّ اغْفِرْ لِيَ الذُّنُوْبَ الَّتِيْ تَهْتِكُ الْعِصَمَ | યા અલ્લાહ ! મારા એ ગુનાઓને માફ કરી દે કે જે મારી આબરૂ પર કલંક લગાવે છે. |
| اَللّٰهُمَّ اغْفِرْ لِيَ الذُّنُوْبَ الَّتِيْ تُنْزِلُ النِّقَمَ | યા અલ્લાહ ! મારા એ ગુનાઓને માફ કરી દે કે જે આફતને નાઝિલ કરે છે. |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

اَللّٰهُمَّ اغْفِرْلِیَ الذُّنُوْبَ الَّتِیْ تُغَیِّرُ النِّعَمَ

યા અલ્લાહ ! મારા એ ગુનાઓને માફ કરી દે કે જે નેઅમતોને બદલી નાખે છે.

اَللّٰهُمَّ اغْفِرْلِیَ الذُّنُوْبَ الَّتِیْ تَحْبِسُ الدُّعَآءَ

યા અલ્લાહ ! મારા એ ગુનાઓને માફ કરી દે કે જે દુઆઓને કેદ કરી લે છે.

اَللّٰهُمَّ اغْفِرْلِیَ الذُّنُوْبَ الَّتِیْ تَقْطَعُ الرَّجَآءَ

યા અલ્લાહ ! મારા એ ગુનાઓને માફ કરી દે કે જે આશાને તોડી નાખે છે.

اَللّٰهُمَّ اغْفِرْلِیَ الذُّنُوْبَ الَّتِیْ تُنْزِلُ الْبَلَآءَ

યા અલ્લાહ ! મારા એ ગુનાઓને માફ કરી દે કે જે બલાઓને નાઝિલ કરે છે.

ઈખ્ફા • ગુન્ના • ઈખ્ફા મીમ સાકિન • ઈદ્ગામ • કલ્કલા • કલ્બ • ઈદ્ગામ મીમ સાકિન

اَللّٰهُمَّ اغْفِرْلِیْ كُلَّ ذَنْبٍ اَذْنَبْتُهٗ

યા અલ્લાહ ! માફ કરી દે મારા એ બધા ગુનાઓને કે જે મેં કર્યા હોય,

وَكُلَّ خَطِيْئَةٍ اَخْطَاْتُهَا

અને એ બધી ભૂલોને કે જે મેં કરી હોય.

---

اَللّٰهُمَّ اِنِّیْٓ اَتَقَرَّبُ اِلَيْكَ بِذِكْرِكَ

યા અલ્લાહ ! બેશક હું તારી કુર્બત મેળવવા માગું છું તારા ઝિક્ર વડે,

وَاَسْتَشْفِعُ بِكَ اِلٰى نَفْسِكَ

અને હું તારી પાક ઝાત સુધી પહોંચવા માટે તારી જ મદદ વડે શિફાઅત ચાહું છું,

ઈખ્ફા • ગુન્ના • ઈખ્ફા મીમ સાકિન • ઈદ્ગામ • કલ્કલા • કલ્બ • ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَاَسْئَلُكَ بِجُوْدِكَ اَنْ تُدْنِيَنِيْ مِنْ قُرْبِكَ | અને હું તને સવાલ કરું છું તારી સખાવતનો વાસ્તો આપીને કે તું મને તારી કુર્બતની જગ્યા સુધી પહોંચાડી દે, |
| وَاَنْ تُوْزِعَنِيْ شُكْرَكَ | અને એ કે તું મને તારો શુક્ર અતા કર, |
| وَاَنْ تُلْهِمَنِيْ ذِكْرَكَ | અને એ કે તું મને તારો ઝિક્ર ઈલહામ કર. |

---

| | |
|---|---|
| اَللّٰهُمَّ اِنِّيْ اَسْئَلُكَ سُؤَالَ خَاضِعٍ مُّتَذَلِّلٍ | યા અલ્લાહ ! હું તને સવાલ કરું છું કે જે સવાલ હોય કરગરનાર અને ઝુકી જનારનો, |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| خَاشِعٍ مُّتَضَرِّعٍ | ખોફ ખાનાર અને વિનંતી કરનારનો, |
| اَنْ تُسَامِحَنِیْ، وَتَرْحَمَنِیْ | કે તું મારાથી દરગુજર કર, અને મારા ઉપર રહમ કર, |
| وَتَجْعَلَنِیْ بِقِسْمِكَ رَاضِيًا قَانِعًا | અને મને બનાવી દે તારી વહેંચણીમાં રાજી રહેનાર અને સંતોષ પામનાર, |
| وَفِیْ جَمِیْعِ الْاَحْوَالِ مُتَوَاضِعًا | અને દરેક પરિસ્થિતિમાં વિનમ્ર રહેનાર. |

---

| | |
|---|---|
| اَللّٰهُمَّ وَاَسْئَلُكَ سُؤَالَ مَنِ اشْتَدَّتْ فَاقَتُهٗ | યા અલ્લાહ ! અને હું તને સવાલ કરું છું એવી વ્યક્તિનો સવાલ કે જેનો ફાકો સખત હોય, |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَاَنْزَلَ بِكَ عِنْدَ الشَّدَآئِدِ حَاجَتَهٗ | અને જે તારી સમક્ષ આવ્યો હોય પોતાની મુશ્કેલીઓમાં પોતાની હાજતને લઈને, |
| وَعَظُمَ فِيْمَا عِنْدَكَ رَغْبَتُهٗ | અને તીવ્ર થઈ ગઈ હોય તારા પ્રત્યે જેની લાગણી. |

---

| | |
|---|---|
| اَللّٰهُمَّ عَظُمَ سُلْطَانُكَ | યા અલ્લાહ ! તારી સત્તા મહાન છે, |
| وَعَلَا مَكَانُكَ | અને તારી જગ્યા બુલંદ છે, |
| وَخَفِيَ مَكْرُكَ | અને તારી યોજના ગુપ્ત છે, |
| وَظَهَرَ اَمْرُكَ | અને તારો હુકમ જાહેર છે, |
| وَغَلَبَ قَهْرُكَ | અને તારો કહેર છવાઈ જનાર છે, |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્‌ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્‌ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَجَرَتْ قُدْرَتُكَ | અને તારી કુદરત કાર્યરત છે, |
| وَلَا يُمْكِنُ الْفِرَارُ مِنْ حُكُوْمَتِكَ | અને તારી હુકૂમતથી નાસી જવું શક્ય નથી. |
| اَللّٰهُمَّ لَآ اَجِدُ لِذُنُوْبِيْ غَافِرًا | યા અલ્લાહ ! હું નથી પામતો મારા ગુના માટે મગ્ફેરત કરનાર, |
| وَلَا لِقَبَآئِحِيْ سَاتِرًا | અને ન તો મારા એબોને ઢાંકનાર, |
| وَلَا لِشَيْءٍ مِّنْ عَمَلِي الْقَبِيْحِ بِالْحَسَنِ مُبَدِّلًا غَيْرَكَ | અને ન તો મારાં ખોટાં કાર્યોમાંથી થોડાંકને પણ સારાં કાર્યોમાં બદલી દેનાર તારા સિવાય. |

ઇખ્ફા • ગુન્ના • ઇખ્ફા મીમ સાકિન • ઇદ્ગામ • કલ્કલા • કલ્બ • ઇદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ سُبْحَانَكَ وَبِحَمْدِكَ | તારા સિવાય કોઈ ખુદા નથી, તું પાક છે અને તારી હમ્દમાં (હું વ્યસ્ત છું), |
| ظَلَمْتُ نَفْسِىْ | મેં મારા નફ્સ પર જુલ્મ કર્યો, |
| وَتَجَرَّاْتُ بِجَهْلِىْ | અને મેં ખોટી હિંમત કરી નાખી મારી જેહાલતના કારણે, |
| وَسَكَنْتُ اِلٰى قَدِيْمِ ذِكْرِكَ لِىْ وَمَنِّكَ عَلَىَّ | અને હું બેદરકાર થઈ ગયો મારા માટે તારી અટલ યાદના અને મારા ઉપર તારા એહસાનના કારણે. |

---

| | |
|---|---|
| اَللّٰهُمَّ مَوْلَاىَ كَمْ مِّنْ قَبِيْحٍ سَتَرْتَهٗ | યા અલ્લાહ ! મારા મૌલા ! કેટલાય એબ તેં ઢાંકયા છે ! |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَكَمْ مِّنْ فَادِحٍ مِّنَ الْبَلَاۤءِ اَقَلْتَهٗ | અને કેટલીય સખત બલાઓ તેં દૂર કરી છે ! |
| وَكَمْ مِّنْ عِثَارٍ وَّقَيْتَهٗ | અને કેટલીય ઠોકરોને તેં સંભાળી લીધી છે ! |
| وَكَمْ مِّنْ مَّكْرُوْهٍ دَفَعْتَهٗ | અને કેટલીય બૂરાઈઓને તેં દૂર કરી છે ! |
| وَكَمْ مِّنْ ثَنَاۤءٍ جَمِيْلٍ لَّسْتُ اَهْلًا لَّهٗ نَشَرْتَهٗ | અને કેટલીય સુંદર પ્રશંસાઓ કે જેમનો હું લાયક ન હતો તેં ફેલાવી છે ! |

---

| | |
|---|---|
| اَللّٰهُمَّ عَظُمَ بَلَاۤئِيْ | યા અલ્લાહ ! મારી મુસીબત ખૂબ જ મોટી છે, |

ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَاَفْرَطَ بِيْ سُوْٓءُ حَالِيْ | અને છવાઈ ગઈ છે મારા ઉપર મારી દુર્દશા, |
| وَقَصُرَتْ بِيَ اَعْمَالِيْ | અને ઓછા થઈ ગયા છે મારી પાસે મારા આ'માલ, |
| وَقَعَدَتْ بِيَ اَغْلاَلِيْ | અને બેસાડી દીધો છે મને મારી ઝંજીરોએ, |
| وَحَبَسَنِيْ عَنْ نَّفْعِيْ بُعْدُ اٰمَالِيْ | અને કેદ કરી લીધો છે મારા ફાયદાથી મારી મહત્ત્વાકાંક્ષાઓએ, |
| وَخَدَعَتْنِي الدُّنْيَا بِغُرُوْرِهَا | અને ધોખો આપ્યો છે મને દુનિયાએ તેની ગૂંચવણો વડે, |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

وَنَفْسِیْ بِخِیَانَتِهَا وَمِطَالِیْ

અને મારા નફ્સે તેની ખયાનત વડે અને મારી આળસે,

---

یَاسَیِّدِیْ، فَاَسْئَلُكَ بِعِزَّتِكَ اَنْ لَّا یَحْجُبَ عَنْكَ دُعَآئِیْ سُوْٓءُ عَمَلِیْ وَفِعَالِیْ

અય મારા સરદાર ! તો હું તને સવાલ કરું છું તારી ઈજ્જતનો વાસ્તો આપીને કે મારાં દુષ્કૃત્યો અને દુષ્કર્મો તારાથી મારી દુઆને ન છુપાવી દે.

وَلَا تَفْضَحْنِیْ بِخَفِیِّ مَا اطَّلَعْتَ عَلَیْهِ مِنْ سِرِّیْ

અને તું મને અપમાનિત ન કરતો એ છૂપી વાતોના કારણે કે જે તેં મારા રહસ્યોમાંથી જાણી લીધી છે.

وَلَا تُعَاجِلْنِیْ بِالْعُقُوْبَةِ عَلٰی مَا عَمِلْتُهٗ فِیْ خَلَوَاتِیْ

અને તું ઉતાવળ ન કરતો તેની સજામાં કે જે કંઈ મેં કર્યું છે ખાનગીમાં,

ઈખ્ફા • ગુન્ના • ઈખ્ફા મીમ સાકિન • ઈદ્ગામ • કલ્કલા • કલ્બ • ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| مِنْ سُوْٓءِ فِعْلِيْ وَاِسَآئَتِيْ | મારાં દુષ્કર્મો અને મારી બૂરાઈઓ, |
| وَدَوَامِ تَفْرِيْطِيْ وَجَهَالَتِيْ | અને નિરંતરતા મારી બેદરકારીની અને મારી જેહાલતની, |
| وَكَثْرَةِ شَهَوَاتِيْ وَغَفْلَتِيْ | અને પુષ્કળતા મારી વાસનાઓની અને મારી ગફલતની. |

---

| | |
|---|---|
| وَكُنِ اللّٰهُمَّ بِعِزَّتِكَ لِيْ فِيْ كُلِّ الْاَحْوَالِ رَءُوْفًا | અને તું થઈ જા, યા અલ્લાહ! તારી ઈજ્જતના વાસ્તાથી મારા માટે દરેક પરિસ્થિતિમાં મહેરબાન, |
| وَعَلَيَّ فِيْ جَمِيْعِ الْاُمُوْرِ عَطُوْفًا | અને મારા ઉપર દરેક કાર્યમાં દયાળુ, |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| اِلٰهِیْ، وَمَوْلَایَ، وَرَبِّیْ | મારા ખુદા ! અને મારા મૌલા ! અને મારા રબ ! |
| مَنْ لِّیْ غَیْرُكَ اَسْئَلُهٗ كَشْفَ ضُرِّیْ | મારું કોણ છે તારા સિવાય કે જેને હું સવાલ કરું મારી પીડાને દૂર કરવાનો ? |
| وَالنَّظَرَ فِیْ اَمْرِیْ | અને મારા કાર્યોની દેખરેખ રાખવાનો ? |

---

| | |
|---|---|
| اِلٰهِیْ، وَمَوْلَایَ، اَجْرَیْتَ عَلَیَّ حُكْمًا اتَّبَعْتُ فِیْهِ هَوٰی نَفْسِیْ | મારા ખુદા ! અને મારા મૌલા! તેં મારા ઉપર એક હુકમ જારી કર્યો હતો કે જેમાં મેં મારા નફસની પેરવી કરી, |

ઇખ્ફા  ગુન્ના  ઇખ્ફા મીમ સાકિન  ઇદ્ગામ  કલ્કલા  કલ્બ  ઇદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَلَمْ اَحْتَرِسْ فِيْهِ مِنْ تَزْيِيْنِ عَدُوِّىْ | અને હું ન ચેત્યો તેનું પાલન કરવામાં મારા દુશ્મનની ચમકદમકથી, |
| فَغَرَّنِىْ بِمَآ اَهْوٰى | તો તેણે મને ગુમરાહ કરી દીધો મારી ઈચ્છાઓના કારણે, |
| وَاَسْعَدَهٗ عَلٰى ذٰلِكَ الْقَضَآءُ | અને આ માટે તેને બદનસીબીએ મદદ કરી, |
| فَتَجَاوَزْتُ بِمَا جَرٰى عَلَىَّ مِنْ ذٰلِكَ بَعْضَ حُدُوْدِكَ | તો જે કંઈ બની ગયું મારા માટે આવી પરિસ્થિતિમાં તેમાં મેં તારી હદોને વટાવી દીધી, |
| وَخَالَفْتُ بَعْضَ اَوَامِرِكَ | અને તારા કેટલાક હુકમોનો વિરોધ કરી નાખ્યો, |

ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

فَلَكَ الْحَمْدُ عَلَيَّ فِيْ جَمِيْعِ ذٰلِكَ

તો મારા ઉપર ફરજ છે તારી પ્રશંસાની આ બધા મામલાઓમાં,

وَلَا حُجَّةَ لِيْ فِيْمَا جَرٰى عَلَيَّ فِيْهِ قَضَآؤُكَ

અને જે કંઈ મારી ઉપર બની ગયું તેમાં તારા ફેંસલા ઉપર મારી પાસે કોઈ બહાનું નથી,

وَاَلْزَمَنِيْ حُكْمُكَ وَبَلَآؤُكَ

અને તારો હુકમ અને તારી પરીક્ષા મારા માટે આવશ્યક બની ગઈ છે.

---

وَقَدْ اَتَيْتُكَ، يَآاِلٰهِيْ، بَعْدَ تَقْصِيْرِيْ وَاِسْرَافِيْ عَلٰى نَفْسِيْ مُعْتَذِرًا

અને હું આવી ગયો છું તારી પાસે, અય મારા ખુદા ! મારા વાંક પછી અને મારા નફસ ઉપર મારા અતિરેક પછી, દિલગીરી વ્યક્ત કરતાં કરતાં,

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

نَادِمًا مُّنْكَسِرًا

શરમિંદો થતાં થતાં, ભાંગી પડેલી હાલતમાં,

مُسْتَقِيْلًا مُّسْتَغْفِرًا

વિવશ થતાં થતાં, ઈસ્તિગ્ફાર કરતાં કરતાં,

مُنِيْبًا مُّقِرًّا

પસ્તાતાં પસ્તાતાં, એકરાર કરતાં કરતાં,

مُذْعِنًا مُّعْتَرِفًا

આજ્ઞાપાલન કરતાં કરતાં, સ્વીકાર કરતાં કરતાં,

لَآ اَجِدُ مَفَرًّا مِّمَّا كَانَ مِنِّيْ

હું નથી પામતો કોઈ નાસી છૂટવાની જગ્યા એનાથી કે જે કંઈ મારાથી થઈ ગયું.

ઈખ્ફા • ગુન્ના • ઈખ્ફા મીમ સાકિન • ઈદ્ગામ • કલ્કલા • કલ્બ • ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَلَامَفْزَعًااَتَوَجَّهُ اِلَيْهِ فِيٓ اَمْرِيْ | અને ન તો છુટકારો પામવાની જગ્યા કે જેની તરફ હું મારા મામલામાં વળી શકું, |
| غَيْرَقَبُوْلِكَ عُذْرِيْ | સિવાય કે તું મારું બહાનું કબૂલ કરી લે, |
| وَاِدْخَالِكَ اِيَّایَ فِيْ سَعَةِ رَحْمَتِكَ | અને મને પ્રવેશ મળી જ જાય તારા તરફથી તારી રહેમતની વિશાળતામાં. |

---

| | |
|---|---|
| اَللّٰهُمَّ فَاقْبَلْ عُذْرِيْ | યા અલ્લાહ ! તું કબૂલ કરી લે મારું બહાનું, |
| وَارْحَمْ شِدَّةَ ضُرِّيْ | અને રહમ કર મારી પીડાની તીવ્રતા ઉપર, |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَفُكَّنِيْ مِنْ شَدِّوَثَاقِيْ | અને મને આઝાદ કરી દે મારા કેદખાનાની સંકુચિતતામાંથી, |

---

| | |
|---|---|
| يَارَبِّ ارْحَمْ ضَعْفَ بَدَنِيْ وَرِقَّةَ جِلْدِيْ وَدِقَّةَ عَظْمِيْ | અય મારા રબ ! તું રહમ કર મારા શરીરના થાક ઉપર, અને મારી ચામડીની નાજુકતા ઉપર, અને મારાં હાડકાંની તકલીફ ઉપર, |
| يَامَنْ بَدَءَ خَلْقِيْ | અય કે જેણે પેદા કર્યું મારા અસ્તિત્વને, |
| وَذِكْرِيْ وَتَرْبِيَتِيْ | અને મારી યાદને અને મારા ઉછેરને, |
| وَبِرِّيْ وَتَغْذِيَتِيْ | અને મારી નેકીને અને મારા ખોરાકને, |

● ઇખ્ફા ● ગુન્ના ● ઇખ્ફા મીમ સાકિન ● ઇદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઇદ્ગામ મીમ સાકિન

هَبْنِيْ لِابْتِدَاۤءِ كَرَمِكَ وَسَالِفِ بِرِّكَ بِيْ

મારા ઉપર મહેરબાની કર તારા કરમની શરૂઆત કરીને અને તારો ભૂતપૂર્વ એહસાન મારા ઉપર પાછો ફેરવીને,

---

يَآ اِلٰهِيْ، وَسَيِّدِيْ، وَرَبِّيْ، اَتُرَاكَ مُعَذِّبِيْ بِنَارِكَ بَعْدَ تَوْحِيْدِكَ

અય મારા ખુદા ! અને અય મારા સરદાર ! અને અય મારા રબ! શું તું પોતાને એવો જુએ છે કે મારા ઉપર અઝાબ કરનારો બની જાય તારી આગ વડે ? તારી તોહીદ પછી,

وَبَعْدَ مَا انْطَوٰى عَلَيْهِ قَلْبِيْ مِنْ مَّعْرِفَتِكَ

અને એ પછી કે મારું દિલ તારી તોહીદની માઅરેફત સાથે સંકળાઈ ચૂક્યું છે,

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَلَهِجَ بِهِ لِسَانِيْ مِنْ ذِكْرِكَ | અને તારી તોહીદ વડે ઉચ્ચારી ચૂકી છે મારી જબાન તારા ઝિક્રને, |
| وَاعْتَقَدَهُ ضَمِيْرِيْ مِنْ حُبِّكَ | અને મેં તારી તોહીદનો અકીદો મારા ઝમીરમાં તારી મોહબ્બતના સ્વરૂપમાં રાખ્યો છે, |
| وَبَعْدَ صِدْقِ اعْتِرَافِيْ وَدُعَآئِيْ خَاضِعًا لِرُبُوْبِيَّتِكَ | અને એ પછી કે મેં સાચા દિલથી એકરાર કરી લીધો છે અને દુઆ માગી લીધી છે તારી રબૂબીયતને કરગરતાં કરગરતાં. |

---

| | |
|---|---|
| هَيْهَاتَ، اَنْتَ اَكْرَمُ مِنْ اَنْ تُضَيِّعَ مَنْ رَبَّيْتَهُ | ક્યારેય નહીં ! તું વધારે કરમ કરનાર છે એના કરતાં કે તું |

● ઇખ્ફા ● ગુન્ના ● ઇખ્ફા મીમ સાકિન ● ઇદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઇદ્ગામ મીમ સાકિન

બરબાદ કરી દે એને કે જેનું તેં
ભરણપોષણ કર્યું હોય !

اَوْ تُبَعِّدَ مَنْ اَدْنَيْتَهُ

અથવા તો તું દૂર કરી દે એને કે
જેને તું નજીક લાવ્યો હોય !

اَوْتُشَرِّدَمَنْ اٰوَيْتَهُ

અથવા તો તું બેઘર બનાવી દે
એને કે જેને તેં ઠેકાણું આપ્યું
હોય !

اَوْتُسَلِّمَ اِلَى الْبَلَآءِ مَنْ كَفَيْتَهُ وَرَحِمْتَهُ

અથવા તો તું પહોંચાડી દે આફત
સુધી તેને કે જેની તેં મદદ કરી
હોય અને જેના ઉપર તેં રહમ
કરી હોય,

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَلَيْتَ شِعْرِىْ يَاسَيِّدِىْ، وَاِلٰهِىْ، وَمَوْلَاىْ | પરંતુ આવું મારું માનવું જ નથી અય મારા સરદાર ! અને મારા ખુદા ! અને મારા મૌલા ! |
| اَتُسَلِّطُ النَّارَ عَلٰى وُجُوْهٍ خَرَّتْ لِعَظَمَتِكَ سَاجِدَةً | શું તું સત્તા આપી દેશે આગને એવા ચહેરાઓ ઉપર કે જે તારી અઝમતની આગળ સજ્દો કરીને પડી જતા હતા ? |
| وَعَلٰى اَلْسُنٍ نَّطَقَتْ بِتَوْحِيْدِكَ صَادِقَةً، وَّبِشُكْرِكَ مَادِحَةً | અને એવી જબાનો ઉપર કે જે તારી તોહીદને અને તારા શુક્રને પ્રશંસા કરતાં કરતાં સચ્ચાઈપૂર્વક વર્ણવતી હતી ? |
| وَعَلٰى قُلُوْبٍ اعْتَرَفَتْ بِاِلٰهِيَّتِكَ مُحَقِّقَةً | અને એવા દિલો ઉપર કે જે સ્વીકાર કરે છે તારી ખુદાઈનો તેહકીકની સાથે ? |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَعَلٰى ضَمَآئِرَ حَوَتْ مِنَ الْعِلْمِ بِكَ حَتّٰى صَارَتْ خَاشِعَةً | અને એવા ઝમીરો ઉપર કે જે તરતા રહે છે તારા ઈલ્મમાં એટલે સુધી કે તે વિનમ્ર થઈ જાય છે ? |
| وَعَلٰى جَوَارِحَ سَعَتْ اِلٰٓى اَوْطَانِ تَعَبُّدِكَ طَآئِعَةً | અને એવા અવયવો ઉપર કે જે પ્રયત્નશીલ રહે છે તારી ઈબાદતની જગ્યાઓમાં ઈતાઅત કરતાં કરતાં? |
| وَاَشَارَتْ بِاسْتِغْفَارِكَ مُذْعِنَةً | અને જે નિર્દેશ કરતા રહે છે સમર્પણની સાથે તારા ઈસ્તિગ્ફારનો ? |
| مَا هٰكَذَا الظَّنُّ بِكَ وَلَآ اُخْبِرْنَا بِفَضْلِكَ عَنْكَ | નથી આવા પ્રકારની માન્યતા તારા વિષે અને અમને તારા |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

તરફથી તારા ફઝલ વિષે આવું બતાવવામાં પણ નથી આવ્યું.

---

| | |
|---|---|
| يَاكَرِيْمُ، يَارَبِّ | અય કરીમ ! અય મારા રબ ! |
| وَاَنْتَ تَعْلَمُ ضَعْفِي عَنْ قَلِيْلٍ مِّنْ بَلَآءِ الدُّنْيَا وَعُقُوْبَاتِهَا | અને તું તો જાણે જ છે મારી કમજોરી વિષે દુનિયાની ખૂબ જ ઓછી બલાઓ અને તેની સજાઓની સામે, |
| وَمَا يَجْرِىْ فِيْهَا مِنَ الْمَكَارِهِ عَلٰى اَهْلِهَا | અને જે કંઈ બૂરાઈઓ આવી પડે છે તેની અંદર તેમાં રહેવાવાળાઓ ઉપર તેની સામે, |
| عَلٰى اَنَّ ذٰلِكَ بَلَآءٌ وَّمَكْرُوْهٌ، قَلِيْلٌ | એમ છતાંય કે આ તો એવી બલા અને પીડા છે કે જેનું |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| مَكْثُهُ، يَسِيرٌ بَقَآؤُهُ، قَصِيرٌ مُدَّتُهُ | રોકાણ ઓછું છે, સમયગાળો સહેલો છે, અને મુદ્દત ટૂંકી છે, |
| فَكَيْفَ احْتِمَالِيْ لِبَلَآءِ الْاٰخِرَةِ وَجَلِيْلِ وُقُوْعِ الْمَكَارِهِ فِيْهَا | તો પછી આખેરતની બલા અને તેની મોટી મોટી પીડાઓના આવી પડવાની સામે તો મારી સંભાવના જ ક્યાં છે ? |
| وَهُوَ بَلَآءٌ تَطُوْلُ مُدَّتُهُ، وَيَدُوْمُ مَقَامُهُ، وَلَا يُخَفَّفُ عَنْ اَهْلِهٖ | જ્યારે કે આ બલા તો એવી છે કે જેની મુદ્દત લાંબી છે, અને જેની જગ્યા કાયમી છે, અને જે સપડાયેલા લોકો ઉપર હળવી થતી જ નથી, |
| لِاَنَّهٗ لَا يَكُوْنُ اِلَّا عَنْ غَضَبِكَ وَانْتِقَامِكَ وَسَخَطِكَ | કારણ કે આ બલા તારા ગઝબ, ઈન્તેકામ અને નારાજગીના કારણે જ થાય છે, |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَهٰذَا مَالَا تَقُوْمُ لَهُ السَّمٰوَاتُ وَالْاَرْضُ | અને આ બલા એવી છે કે જેની સામે આસમાનો અને જમીન પણ ઊભાં રહી શકતાં નથી, |
| يَا سَيِّدِیْ، فَكَيْفَ لِیْ وَاَنَا عَبْدُكَ الضَّعِيْفُ الذَّلِيْلُ الْحَقِيْرُ الْمِسْكِيْنُ الْمُسْتَكِيْنُ | અય મારા સરદાર ! તો મારું શું થશે? જ્યારે કે હું તો તારો કમજોર, નાનો, તુચ્છ, ગરીબ અને કંગાળ બંદો છું, |

---

| | |
|---|---|
| يَآ اِلٰهِیْ، وَرَبِّیْ، وَسَيِّدِیْ، وَمَوْلَایَ | અય મારા ખુદા ! અને મારા રબ! અને મારા સરદાર ! અને મારા મૌલા ! |
| لِاَيِّ الْاُمُوْرِ اِلَيْكَ اَشْكُوْ، وَلِمَا مِنْهَا اَضِجُّ وَاَبْكِیْ | તારા તરફના કયા હુકમો માટે હું શિકાયત કરું, અને તેમનામાંથી કયા હુકમ માટે હું ફરિયાદ કરું અને રડું ? |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| لِاَلِيمِ الْعَذَابِ وَشِدَّتِهٖ، اَمْ لِطُوْلِ الْبَلَآءِ وَمُدَّتِهٖ | દર્દનાક અઝાબ અને તેની તીવ્રતા માટે કે પછી લાંબી બલા અને તેની મુદ્દત માટે ? |
| فَلَئِنْ صَيَّرْتَنِيْ فِي الْعُقُوْبَاتِ مَعَ اَعْدَآئِكَ | તો જો તું મને મૂકી દેશે સજા ખાતર તારા દુશ્મનો વચ્ચે, |
| وَجَمَعْتَ بَيْنِيْ وَبَيْنَ اَهْلِ بَلَآئِكَ | અને તું ભેગો કરી દેશે મને તારી બલાવાળાઓની સાથે, |
| وَفَرَّقْتَ بَيْنِيْ وَبَيْنَ اَحِبَّآئِكَ وَاَوْلِيَآئِكَ | અને તું દૂરી કરી દેશે મારી અને તારા મોહબ્બત કરનારા અને વલીઓની વચ્ચે, |

---

| | |
|---|---|
| فَهَبْنِيْ يَآ اِلٰهِيْ، وَ سَيِّدِيْ، وَمَوْلَايَ، | તો હું ધારી લઉં છું અય મારા ખુદા! અને મારા સરદાર ! અને |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَرَبِّيْ، صَبَرْتُ عَلٰى عَذَابِكَ، فَكَيْفَ اَصْبِرُ عَلٰى فِرَاقِكَ | મારા મૌલા ! અને મારા રબ ! કે હું તારા અઝાબ ઉપર સબ્ર તો કરી લઈશ, પરંતુ તારી જુદાઈ ઉપર કેવી રીતે સબ્ર કરીશ ? |
| وَهَبْنِيْ صَبَرْتُ عَلٰى حَرِّ نَارِكَ، فَكَيْفَ اَصْبِرُ عَنِ النَّظَرِ اِلٰى كَرَامَتِكَ | અને હું ધારી લઉં છું કે હું તારી આગની ગરમી ઉપર તો સબ્ર કરી લઈશ, પરંતુ તારી મહેરબાની ઉપર નજર કરવામાં કેવી રીતે સબ્ર કરીશ ? |
| اَمْ كَيْفَ اَسْكُنُ فِي النَّارِ وَرَجَآئِيْ عَفْوُكَ | અથવા તો હું કઈ રીતે તારી આગમાં રહીશ જ્યારે કે મારી આશા તો તારી માફીથી બંધાયેલી છે ? |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| فَبِعِزَّتِكَ يَاسَيِّدِى، وَمَوْلَاىَ، اُقْسِمُ صَادِقًا، لَّئِنْ تَرَكْتَنِى نَاطِقًا، لَّاَضِجَّنَّ اِلَيْكَ بَيْنَ اَهْلِهَا ضَجِيْجَ الْاٰمِلِيْنَ | તો તારી ઈજ્જતની અય મારા સરદાર ! અને અય મારા મૌલા! હું કસમ ખાઉં છું સાચા દિલથી કે જો તું મને બોલી શકવાની અવસ્થામાં છોડી દેશે તો હું તારી સામે દોઝખવાસીઓ વચ્ચે ખૂબ જ ફરિયાદ કરીશ, આશા રાખનારાઓની ફરિયાદની જેમ, |
| وَلَاَصْرُخَنَّ اِلَيْكَ صُرَاخَ الْمُسْتَصْرِخِيْنَ | અને હું તારી સામે ખૂબ જ રુદન કરીશ, રુદન કરનારાઓના રુદનની જેમ, |
| وَلَاَبْكِيَنَّ عَلَيْكَ بُكَآءَ الْفَاقِدِيْنَ | અને હું તારી સામે ખૂબ જ રડીશ છૂટા પડી ગયેલાઓના રડવાની જેમ, |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

وَلَاُنَادِيَنَّكَ اَيْنَ كُنْتَ يَاوَلِيَّ الْمُؤْمِنِيْنَ

અને હું તને ખૂબ જ પોકારીશ "તું ક્યાં છે ? અય મોમિનોના સરપરસ્ત ! "

يَاغَايَةَ اٰمَالِ الْعَارِفِيْنَ

"અય માઅરેફત ધરાવનારાઓની આશાઓનું લક્ષ્ય !"

يَاغِيَاثَ الْمُسْتَغِيْثِيْنَ

"અય ફરિયાદ કરનારાઓની ફરિયાદ સાંભળનાર !"

يَاحَبِيْبَ قُلُوْبِ الصَّادِقِيْنَ، وَيَآاِلٰهَ الْعَالَمِيْنَ

"અય સાચાઓના દિલોના દોસ્ત! અને અય આલમીનના ખુદા !"

---

اَفَتُرَاكَ سُبْحَانَكَ، يَآاِلٰهِيْ وَبِحَمْدِكَ، تَسْمَعُ فِيْهَا صَوْتَ عَبْدٍمُّسْلِمٍ

તો શું તું પોતાને આવો જુએ છે - તું પાક છે અય મારા ખુદા અને તારી પ્રશંસા છે - કે તું તારી

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

سُجِنَ فِيهَا بِمُخَالَفَتِهِ

દોઝખમાં મુસલમાન બંદાનો અવાજ સાંભળે કે જે પોતાની નાફરમાનીના કારણે તેમાં કેદ હોય,

وَذَاقَ طَعْمَ عَذَابِهَا بِمَعْصِيَتِهِ

અને પોતાની નાફરમાનીના કારણે દોઝખના અઝાબનો સ્વાદ ચાખી રહ્યો હોય ?

وَحُبِسَ بَيْنَ اَطْبَاقِهَا بِجُرْمِهِ وَجَرِيرَتِهِ

અને દોઝખના તબક્કાઓ વચ્ચે પોતાના જુર્મના અને ગુનાઓના કારણે જકડાયેલો હોય ?

وَهُوَ يَضِجُّ اِلَيْكَ ضَجِيجَ مُؤَمِّلٍ لِرَحْمَتِكَ

જ્યારે કે તે ફરિયાદ કરી રહ્યો હોય તારી સામે તારી રહેમતની આશા રાખનારની ફરિયાદની જેમ,

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَيُنَادِيْكَ بِلِسَانِ اَهْلِ تَوْحِيْدِكَ | અને તને પોકારી રહ્યો હોય તારી તોહીદવાળાઓની જબાન વડે, |
| وَيَتَوَسَّلُ اِلَيْكَ بِرُبُوْبِيَّتِكَ | અને તે તારા સુધી વસીલો બનાવી રહ્યો હોય તારી રબૂબીયત વડે, |

---

| | |
|---|---|
| يَامَوْلَاىَ، فَكَيْفَ يَبْقٰى فِى الْعَذَابِ | અય મારા મૌલા ! તો તે કેવી રીતે અઝાબમાં બાકી રહેશે ? |
| وَهُوَ يَرْجُوْ مَا سَلَفَ مِنْ حِلْمِكَ | જ્યારે કે તે આશા રાખતો હોય વીતી ચૂકેલી તારી રહમનજરની. |
| اَمْ كَيْفَ تُؤْلِمُهُ النَّارُ | અથવા કેવી રીતે તેને તકલીફ આપશે દોઝખની આગ ? |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَهُوَ يَأْمُلُ فَضْلَكَ وَرَحْمَتَكَ | જ્યારે કે તે ઉમ્મીદ રાખતો હોય તારા ફઝલની અને તારી રહેમતની. |
| اَمْ كَيْفَ يُحْرِقُهُ لَهِيبُهَا | અથવા કેવી રીતે તેને બાળી દેશે દોઝખની જ્વાળા ? |
| وَاَنْتَ تَسْمَعُ صَوْتَهُ وَتَرَى مَكَانَهُ | જ્યારે કે તું તેનો અવાજ સાંભળી રહ્યો હશે અને તેની જગ્યા જોઈ રહ્યો હશે. |
| اَمْ كَيْفَ يَشْتَمِلُ عَلَيْهِ زَفِيرُهَا | અથવા કેવી રીતે ઘેરી વળશે તેને દોઝખની ગરમ હવા ? |
| وَاَنْتَ تَعْلَمُ ضَعْفَهُ | જ્યારે કે તું તેની કમજોરીને જાણતો હશે. |

ઈખ્ફા • ગુન્ના • ઈખ્ફા મીમ સાકિન • ઈદ્ગામ • કલ્કલા • કલ્બ • ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| اَمْ كَيْفَ يَتَقَلْقَلُ بَيْنَ اَطْبَاقِهَا | અથવા કેવી રીતે તે તરફડિયાં મારશે દોઝખના તબક્કાઓ વચ્ચે? |
| وَاَنْتَ تَعْلَمُ صِدْقَهُ | જ્યારે કે તું તેની સચ્ચાઈને જાણતો હશે. |
| اَمْ كَيْفَ تَزْجُرُهُ زَبَانِيَتُهَا | અથવા કેવી રીતે તેને યાતના આપશે દોઝખના ફરિશ્તાઓ ? |
| وَهُوَ يُنَادِيْكَ يَا رَبَّهُ | જ્યારે કે તે તને પોકારી રહ્યો હશે, "અય રબ !" કહીને. |
| اَمْ كَيْفَ يَرْجُوْ فَضْلَكَ فِيْ عِتْقِهِ مِنْهَا فَتَتْرُكُهُ فِيْهَا | અથવા કેવી રીતે તે પોતાની આઝાદી માટે તારા ફઝલની આશા રાખતો હશે ત્યારે તું તેને દોઝખમાં છોડી દેશે ? |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| هَيْهَاتَ مَا ذٰلِكَ الظَّنُّ بِكَ، وَلَا الْمَعْرُوفُ مِنْ فَضْلِكَ | ક્યારેય નહીં ! આવો વિચાર તારા વિષે જરાય નથી અને તારા ફઝલ વિષે આવી વાત જાણીતી પણ નથી. |
| وَلَا مُشْبِهٌ لِّمَا عَامَلْتَ بِهِ الْمُوَحِّدِيْنَ مِنْ بِرِّكَ وَاِحْسَانِكَ | અને આ એના જેવું પણ નથી કે જે તું તારા ઉપકાર અને એહસાન વડે તોહીદમાં માનનારાઓની સાથે કરે છે. |
| فَبِالْيَقِيْنِ اَقْطَعُ لَوْلَا مَا حَكَمْتَ بِهِ مِنْ تَعْذِيْبِ جَاحِدِيْكَ | તો યકીનની સાથે હું એલાન કરું છું કે જો તેં ફરમાન ન કર્યું હોત કે તારો ઈન્કાર કરનારાઓને અઝાબ કરવામાં આવે, |
| وَقَضَيْتَ بِهِ مِنْ اِخْلَادِ مُعَانِدِيْكَ | અને દોઝખ વિષે ફેંસલો ન કર્યો હોત કે તેમાં તારા દુશ્મનોને |

ઈખ્ફા · ગુન્ના · ઈખ્ફા મીમ સાકિન · ઈદ્ગામ · કલ્કલા · કલ્બ · ઈદ્ગામ મીમ સાકિન

હંમેશાં રાખવામાં આવે,

لَجَعَلْتَ النَّارَ كُلَّهَا بَرْدًا
وَّسَلَامًا

તો તું કરી જ નાખત આખી
દોઝખની આગને ઠંડી અને
સલામતીભરી.

وَمَا كَانَ لِاَحَدٍ فِيْهَا
مَقَرًّا وَّلَا مُقَامًا

અને ન હોત કોઈના માટે પણ
દોઝખમાં હંમેશની જગ્યા અને
મુકામ,

---

لٰكِنَّكَ، تَقَدَّسَتْ
اَسْمَآؤُكَ، اَقْسَمْتَ اَنْ
تَمْلَاَهَا مِنَ الْكَافِرِيْنَ،
مِنَ الْجِنَّةِ وَالنَّاسِ
اَجْمَعِيْنَ، وَاَنْ تُخَلِّدَ
فِيْهَا الْمُعَانِدِيْنَ

પરંતુ તું - કે જેનાં નામ પાક
અને પાકીઝા છે - તેં કસમ
ખાધી છે કે દોઝખને ભરી
દેશે સઘળા જિન્નાતો અને
ઈન્સાનોમાંના કાફિરો વડે, અને
એ કે તું દોઝખમાં હંમેશાં રાખશે
દુશ્મનોને,

ઈખ્ફા • ગુન્ના • ઈખ્ફા મીમ સાકિન • ઈદ્ગામ • કલ્કલા • કલ્બ • ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَ اَنْتَ جَلَّ ثَنَآؤُكَ قُلْتَ مُبْتَدِئًا | જ્યારે કે તું - કે જેની પ્રશંસા શાનદાર છે - તેં શરૂઆતમાં જ કહી દીધું હતું, |
| وَ تَطَوَّلْتَ بِالْاِنْعَامِ مُتَكَرِّمًا | અને તું તો સતત ઇનામની સાથે કરમ કરનારો છે, |
| اَفَمَنْ كَانَ مُؤْمِنًا كَمَنْ كَانَ فَاسِقًا لَّا يَسْتَوُوْنَ | કે, "તો શું જે મોમિન હોય તે એના જેવો છે કે જે ફાસિક હોય? આ બધા સરખા નથી." |

---

| | |
|---|---|
| اِلٰهِیْ، وَ سَيِّدِیْ، فَاَسْئَلُكَ بِالْقُدْرَةِ الَّتِیْ قَدَّرْتَهَا | મારા ખુદા ! અને મારા સરદાર! તો હું તને સવાલ કરું છું તારી એ કુદરતનો વાસ્તો આપીને કે જેનું માપ તેં નક્કી કર્યું છે, |

● ઇખ્ફા ● ગુન્ના ● ઇખ્ફા મીમ સાકિન ● ઇદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઇદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَبِالْقَضِيَّةِ الَّتِيْ حَتَمْتَهَا وَحَكَمْتَهَا | અને તારા એ ફરમાનનો વાસ્તો આપીને કે જેને તેં મુકર્રર કર્યું છે અને લાગુ કર્યું છે, |
| وَغَلَبْتَ مَنْ عَلَيْهِ اَجْرَيْتَهَا | અને તેં કાબૂમાં કરી લીધું છે એને કે જેના માટે તેં આ ફરમાન જારી કર્યું હતું, |
| اَنْ تَهَبَ لِيْ فِيْ هٰذِهِ اللَّيْلَةِ وَفِيْ هٰذِهِ السَّاعَةِ كُلَّ جُرْمٍ اَجْرَمْتُهُ | કે તું માફ કરી દે મને આ રાત્રીમાં અને આ ઘડીમાં દરેક એવા જુર્મને કે જે મેં આચર્યો હોય, |
| وَكُلَّ ذَنْبٍ اَذْنَبْتُهُ، وَكُلَّ قَبِيْحٍ اَسْرَرْتُهُ | અને દરેક ગુનાને કે જે મેં કર્યો હોય, અને દરેક બૂરાઈને કે જેના ઉપર મેં આગ્રહ રાખ્યો હોય, |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَ كُلَّ جَهْلٍ عَمِلْتُهُ، كَتَمْتُهُ اَوْ اَعْلَنْتُهُ، اَخْفَيْتُهُ اَوْ اَظْهَرْتُهُ | અને દરેક અજ્ઞાનતાને કે જે મેં કરી હોય પછી તેને છુપાવી હોય કે જાહેર કરી હોય, અથવા તો તેને ખાનગીમાં કરી હોય કે જાહેરમાં કરી હોય. |
| وَ كُلَّ سَيِّئَةٍ اَمَرْتَ بِاِثْبَاتِهَا الْكِرَامَ الْكَاتِبِيْنَ | અને દરેક ભૂલને કે જેના વિષે તેં કેરામલ કાતેબીનને લખી લેવાનો હુકમ કર્યો છે. |
| الَّذِيْنَ وَكَّلْتَهُمْ بِحِفْظِ مَا يَكُوْنُ مِنِّيْ | કે જેમને તેં કામ સોંપ્યું છે મારી અંદર જે પણ થાય તેને યાદ રાખવાનું, |
| وَ جَعَلْتَهُمْ شُهُوْدًا عَلَيَّ مَعَ جَوَارِحِيْ | અને તેં તેમને બનાવ્યા છે મારા અને મારા અવયવો ઉપર ગવાહ, |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَكُنْتَ اَنْتَ الرَّقِيْبَ عَلَيَّ مِنْ وَّرَآئِهِمْ | જ્યારે કે તું પોતે તો મારા ઉપર દેખરેખ રાખનારો છે જ તેમની પાછળથી, |
| وَالشَّاهِدَ لِمَا خَفِيَ عَنْهُمْ | અને ગવાહ છે તેનો કે જે કંઈ તેમનાથી પણ છૂપું રહી જાય છે, |
| وَبِرَحْمَتِكَ اَخْفَيْتَهُ وَبِفَضْلِكَ سَتَرْتَهُ | અને તારી રહેમત વડે તું તેને છુપાવે છે અને તારા ફઝલ વડે તું તેના ઉપર પડદો કરે છે, |
| وَاَنْ تُوَفِّرَ حَظِّيْ مِنْ كُلِّ خَيْرٍ اَنْزَلْتَهُ | અને એ કે તું મને પુષ્કળ ભાગ આપ તે દરેક નેકીમાં કે જે તેં નાઝિલ કરી, |
| اَوْ اِحْسَانٍ فَضَّلْتَهُ | અને દરેક એહસાનમાં કે જેનો ફઝલ તેં કર્યો, |

ઈખ્ફા · ગુન્ના · ઈખ્ફા મીમ સાકિન · ઇદ્ગામ · કલ્કલા · કલ્બ · ઇદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| اَوْ بِرٍّ نَشَرْتَهٗ | અથવા દરેક ઉપકારમાં કે જેની વહેંચણી તેં કરી, |
| اَوْ رِزْقٍ بَسَطْتَّهٗ | અથવા દરેક રોજીમાં કે જેને તેં વિશાળ કરી, |
| اَوْ ذَنْبٍ تَغْفِرُهٗ | અથવા દરેક ગુનામાં કે જે તું માફ કરે છે, |
| اَوْ خَطَآءٍ تَسْتُرُهٗ | અથવા દરેક ભૂલમાં કે જે તું છુપાવે છે. |

---

| | |
|---|---|
| يَا رَبِّ، يَا رَبِّ، يَا رَبِّ، يَآ اِلٰهِيْ، وَ سَيِّدِىْ، وَ مَوْلَاىَ، وَ مَالِكَ رِقِّيْ | અય મારા રબ ! અય મારા રબ! અય મારા રબ ! અય મારા ખુદા! અને અય મારા સરદાર! અને અય મારા મૌલા ! અને મારી ગુલામીના માલિક. |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| يَا مَنْ بِيَدِهٖ نَاصِيَتِيْ | અય કે જેના હાથમાં મારી આગળની લટ છે (કે જેના વડે ગુનેગારોને દોઝખમાં ખેંચીને લઈ જવામાં આવશે), |
| يَا عَلِيْمًا بِضُرِّيْ وَ مَسْكَنَتِيْ | અય જાણકારી રાખનાર મારી પીડાની અને મારી ગરીબાઈની, |
| يَا خَبِيْرًا بِفَقْرِيْ وَ فَاقَتِيْ | અય ખબર રાખનાર મારી દરિદ્રતાની અને મારી ભૂખની, |

---

| | |
|---|---|
| يَا رَبِّ، يَا رَبِّ، يَا رَبِّ | અય મારા રબ ! અય મારા રબ ! અય મારા રબ ! |
| اَسْئَلُكَ بِحَقِّكَ وَ قُدْسِكَ | હું તને સવાલ કરું છું તારા હકનો વાસ્તો આપીને અને તારી પાકીઝગીનો વાસ્તો આપીને, |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્‌ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્‌ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَاَعْظَمِ صِفَاتِكَ وَ اَسْمَآئِكَ | અને તારી અઝીમ સિફતો અને નામોનો વાસ્તો આપીને, |
| اَنْ تَجْعَلَ اَوْقَاتِيْ فِي اللَّيْلِ وَالنَّهَارِ بِذِكْرِكَ مَعْمُوْرَةً | કે તું બનાવી દે મારી રાત અને દિવસના સમયને તારા ઝિક્રથી ભરપૂર, |
| وَ بِخِدْمَتِكَ مَوْصُوْلَةً | અને તારી ખિદમતથી જોડાયેલો, |
| وَ اَعْمَالِيْ عِنْدَكَ مَقْبُوْلَةً | અને મારા આ'માલને તારી પાસે મકબૂલ થયેલા, |
| حَتّٰى تَكُوْنَ اَعْمَالِيْ وَ اَوْرَادِيْ كُلُّهَا وِرْدًا وَّاحِدًا | એટલે સુધી કે થઈ જાય મારા બધા અમલ અને મારા બધા વિર્દ ફક્ત એક સંપૂર્ણ વિર્દ, |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَحَالِیْ فِیْ خِدْمَتِكَ سَرْمَدًا | અને મારી પરિસ્થિતિ હંમેશાં તારી ખિદમતમાં રહેનારી. |
| یَا سَیِّدِیْ، یَا مَنْ عَلَیْهِ مُعَوَّلِیْ، یَا مَنْ اِلَیْهِ شَكَوْتُ اَحْوَالِیْ، یَا رَبِّ، یَا رَبِّ، یَا رَبِّ | અય મારા સરદાર ! અય કે જેના ઉપર મારો આધાર છે, અય કે જેની સામે હું મારી પરિસ્થિતિની શિકાયત કરું છું, અય મારા રબ ! અય મારા રબ ! અય મારા રબ ! |
| قَوِّ عَلٰی خِدْمَتِكَ جَوَارِحِیْ | તું કુવ્વત આપ તારી ખિદમત માટે મારા અવયવોને, |
| وَاشْدُدْ عَلَی الْعَزِیْمَةِ جَوَانِحِیْ | અને તું મજબૂત બનાવી દે દ્રઢ નિશ્ચય માટે મારી પાંસળીઓને, |

| | |
|---|---|
| وَهَبْ لِيَ الْجِدَّ فِيْ خَشْيَتِكَ | અને તું મોકલ મારા માટે અડગતા તારા ખોફમાં, |
| وَالدَّوَامَ فِي الْاِتِّصَالِ بِخِدْمَتِكَ | અને કાયમીપણું તારી ખિદમતની સાથે જોડાઈ રહેવામાં, |
| حَتّٰى اَسْرَحَ اِلَيْكَ فِيْ مَيَادِيْنِ السَّابِقِيْنَ | એટલે સુધી કે હું તારી તરફ સહેલાઈથી આગળ વધી જાઉં પહેલાં થઈ ચૂકેલા મુસલમાનોના ક્ષેત્રોમાં, |
| وَاُسْرِعَ اِلَيْكَ فِي الْبَارِزِيْنَ | અને હું ઝડપથી આગળ વધુ તારી તરફ મર્તબા મેળવનારાઓમાં, |
| وَاَشْتَاقَ اِلٰى قُرْبِكَ فِي الْمُشْتَاقِيْنَ | અને હું શોખ ધરાવું તારી કુર્બતનો શોખ ધરાવનારાઓમાં, |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَاَدْنُوَ مِنْكَ دُنُوَّ الْمُخْلِصِيْنَ | અને હું નજીક થઈ જાઉં તારાથી મુખ્લિસોની નિકટતાની સાથે, |
| وَاَخَافَكَ مَخَافَةَ الْمُوْقِنِيْنَ | અને હું ડરું તારાથી યકીન ધરાવનારાઓના ખોફની સાથે, |
| وَاَجْتَمِعَ فِيْ جِوَارِكَ مَعَ الْمُؤْمِنِيْنَ | અને હું ભેગો થઈ જાઉં તારા પાડોશમાં મોમિનોની સાથે. |

---

| | |
|---|---|
| اَللّٰهُمَّ وَمَنْ اَرَادَنِيْ بِسُوْٓءٍ فَاَرِدْهُ، وَمَنْ كَادَنِيْ فَكِدْهُ | યા અલ્લાહ ! જે મારા માટે બૂરાઈનો ઈરાદો કરે તો તું પણ તેના માટે એવો જ ઈરાદો કર, અને જે મને ધોખો આપે તો તું પણ તેને ધોખો આપ, |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَاجْعَلْنِيْ مِنْ اَحْسَنِ عَبِيْدِكَ نَصِيْبًا عِنْدَكَ | અને તું બનાવી દે મને તારી પાસે સૌથી સારો નસીબ પામનારા બંદાઓમાંથી, |
| وَاَقْرَبِهِمْ مَنْزِلَةً مِّنْكَ | અને તારાથી સૌથી વધારે નજીક મર્તબામાં, |
| وَاَخَصِّهِمْ زُلْفَةً لَّدَيْكَ | અને સૌથી વધારે વિશેષ તારી નિકટતામાં, |
| فَاِنَّهُ لَا يُنَالُ ذٰلِكَ اِلَّا بِفَضْلِكَ | કારણ કે આ મર્તબો નથી પામી શકાતો તારા ફઝલના સિવાય, |
| وَجُدْ لِيْ بِجُوْدِكَ، وَاعْطِفْ عَلَيَّ بِمَجْدِكَ، وَاحْفَظْنِيْ بِرَحْمَتِكَ | અને તારી સખાવત વડે મારા ઉપર સખાવત કર, અને તારી બુઝુર્ગી વડે મારા ઉપર મહેરબાની કર, અને તારી |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

રહેમત વડે મારી હિફાઝત કર,

وَاجْعَلْ لِّسَانِيْ بِذِكْرِكَ لَهِجًا، وَّقَلْبِيْ بِحُبِّكَ مُتَيَّمًا، وَّمُنَّ عَلَيَّ بِحُسْنِ اِجَابَتِكَ

અને તું બનાવી દે મારી જીભને સતત તારો ઝિક્ર કરતી, અને મારા દિલને તારી મોહબ્બતમાં મશગૂલ, અને મારા ઉપર એહસાન કર મારી દુઆને સુંદરતાની સાથે કબૂલ કરીને,

وَاَقِلْنِيْ عَثْرَتِيْ وَاغْفِرْلِيْ زَلَّتِيْ

અને મારી ઠોકરોને ઓછી કરી દે અને મારી ભૂલોને માફ કરી દે,

فَاِنَّكَ قَضَيْتَ عَلٰى عِبَادِكَ بِعِبَادَتِكَ

કારણ કે તેં ફરમાન કર્યું છે તારા બંદાઓને તારી ઈબાદતનું,

وَاَمَرْتَهُمْ بِدُعَآئِكَ

અને તેં હુકમ કર્યો છે તેમને તારી દુઆનો,

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| وَضَمِنْتَ لَهُمُ الْاِجَابَةَ | અને તેં જવાબદારી લીધી છે તેમની દુઆઓને કબૂલ કરી લેવાની, |
| فَاِلَيْكَ يَا رَبِّ نَصَبْتُ وَجْهِيْ، وَاِلَيْكَ يَا رَبِّ مَدَدْتُّ يَدِيْ | તો તારી તરફ મારા રબ હું મોઢું ફેરવું છું, અને તારી તરફ મારા રબ હું મારો હાથ લંબાવું છું, |
| فَبِعِزَّتِكَ اسْتَجِبْ لِيْ دُعَآئِيْ، وَبَلِّغْنِيْ مُنَايَ، وَلَا تَقْطَعْ مِنْ فَضْلِكَ رَجَآئِيْ | તો તારી ઈજ્જતના વસીલાથી મારી દુઆ કબૂલ કર, અને મારી ઈચ્છાઓ પૂરી કર, અને તારા ફઝલથી મારી આશાને ન તોડી દે, |
| وَاكْفِنِيْ شَرَّ الْجِنِّ وَ الْاِنْسِ مِنْ اَعْدَآئِيْ | અને મારા માટે તું કાફી થઈ જા જિન્નાતો અને ઈન્સાનોમાંથી મારા દુશ્મનોની સામે, |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

يَا سَرِيْعَ الرِّضَا، اِغْفِرْ لِمَنْ لَّا يَمْلِكُ اِلَّا الدُّعَآءَ، فَاِنَّكَ فَعَّالٌ لِّمَا تَشَآءُ

અય ઝડપથી રાજી થવાવાળા ! માફ કરી દે એને કે જેનાથી દુઆ માગવા સિવાય કંઈ પણ સંભવ નથી, કારણ કે તું કરનાર છે જે કંઈ તું ઈચ્છે છે તેનો,

يَا مَنِ اسْمُهٗ دَوَآءٌ، وَّ ذِكْرُهٗ شِفَآءٌ، وَّ طَاعَتُهٗ غِنًى

અય કે જેનું નામ દવા છે, અને જેનો ઝિક્ર શિફા છે, અને જેની ઈતાઅત દોલત છે,

اِرْحَمْ مَّنْ رَّاْسُ مَالِهِ الرَّجَآءُ، وَ سِلَاحُهُ الْبُكَآءُ

તું રહમ કર એના ઉપર કે જેની મૂડી આશા છે, અને જેનું હથિયાર રુદન છે,

---

يَا سَابِغَ النِّعَمِ، يَا دَافِعَ النِّقَمِ، يَا نُوْرَ الْمُسْتَوْحِشِيْنَ فِي

અય નેઅમતો પૂરી કરવાવાળા! અય આફતોને દૂર કરનારા ! અય અંધારાઓમાં ડરનારાઓ

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન

| | |
|---|---|
| الظُّلَمِ، يَا عَالِمًا لَّا يُعَلَّمُ | માટે નૂર ! અય આલિમ કે જેને તાલીમ આપવામાં નથી આવી ! |
| صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّ اٰلِ مُحَمَّدٍ | તું સલવાત મોકલ મોહંમદ અને આલે મોહંમદ ઉપર. |
| وَافْعَلْ بِيْ مَآ اَنْتَ اَهْلُهٗ | અને તું મારી સાથે એવું કર કે જે તને શોભે છે. |
| وَصَلَّى اللّٰهُ عَلٰى رَسُوْلِهٖ وَالْاَئِمَّةِ الْمَيَامِيْنَ مِنْ اٰلِهٖ | અને સલવાત મોકલી અલ્લાહે પોતાના રસૂલ ઉપર અને તેમની આલમાંથી બાબરકત અઈમ્મા ઉપર. |
| وَسَلَّمَ تَسْلِيْمًا كَثِيْرًا | અને સલામ કરી ખૂબ જ પુષ્કળ સલામની સાથે. |

● ઈખ્ફા ● ગુન્ના ● ઈખ્ફા મીમ સાકિન ● ઈદ્ગામ ● કલ્કલા ● કલ્બ ● ઈદ્ગામ મીમ સાકિન